# મોતનો ભેદ

તુરતનાં ગુજરેલાંઓની હાલત.

જીવતાંઓની તેઓ તરફની ફરજ



  

ધસગ પ્રીન્ટીંગ પ્રેસ, મનોરદાસ સ્ટ્રીટ, કોટ,

મુંબઇ.

# પ્રસ્તાવના.

ઇધ ઇરિસ્તનાંમ્ ઉર્વાંનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો.

"ગુજરી ગએલાંઓનાં રવાનો જે અશો (લોકો) નાં ફરોહરવાળાં છે (તેઓને) આએ ઠેકાણે હમો માન સાથે યાદ કરીએ છિએ."

[અવસ્તા આફ્રીંગાનની, કાંગા.]

દરએક માણસને સગા યા સ્નેહીના મરણનું દુઃખ ભોગવવું પડે છે. એક ચંચલ વહાલા બેટાના ગુજર પામવા પછી અતી ગમગીનીના વખતમાં જે રાહત તથા શાંતી મને, મારા ધનીયાણીને તથા આખા કુટુંબને ખુદાશનાસીના થોડા ઘણા કાયદા જાણવાથી મલી હતી તે રાહત તથા શાંતી મારા બીજા હમદીન જરથોસ્તી ભાઇઓ તથા બેહેનોને દુઃખના વખતમાં મલે, એવી મકસદથી આએ ચોપાન્યું છપાવીને જરથોસ્તીઓમાં વેંહેચવાનું મેં દરૂસ્ત વિચાર્યું છે.

માણુસ જાતની વૃદ્ધિને કાજે જેટલું જન્મવું અવસ્યનું છે તેટલુંજ ગુજર પામવું પણ અગત્યનું છે; આએ ખાકી દુન્યામાં જન્મ મરણનું ચક્ર ચાલું છે; અને કરણીનો કાયદો કામ કરે છે, એ ધ્યાનમાં રાખી આએ ચોપાન્યું વાંચ્યાથી જો એક હજારમાંથી એકનેબી થોડો ઘણો રાહત મળશે તો હું મારી અદના સેવા બર આવેલી સમજીશ.

એક જરથોસ્તી.

આદિમ અઓખ્ત પેરેસો પઉર્વો અષવ પર-ઇરિથ્યો, કથ અશાઉમ પર-ઇરિથ્યો, કુથ અશાઉમ્ અપજસો, શકિતિબ્યસ્ચ હુચ ગઓમઇતિબ્યસ્ચ વયએઇબ્યસ્ચ હુચ માયવઇતિબ્યસ્ચ અસ્તવતત્ હુર્ચ અંઘ્હુઓત્ મનહીમ અવી અહૂમ ઇથ્યેજંઘ્ઉહતત્ હુચ અંઘ્હુઓત્ અઇથ્યે જંઘ્હુન્તેમ અવિ અહુમ; કથ તે દરેઘેમ ઉશ્ત અબવત્.

આઅત્ મ્રઓત્ અહુરો મજ્દાઓ, મા દેમ પેરેસો યિમ પેરેસહિ, યિમ ખ્રવન્તેમ આઇથવન્તેમ ઉરવિસ્ત્રેમ પન્તાંમ અઇવિ-તેમ યત્ અસ્તસ્ચ બઓધંઘ્હસ્ચ વી-ઉરવિશ્તીમ.

"તેને (નીતિવાન શખ્સને) (તેની) આગમચ ગુજરી ગએલા એક અશો (માણસે) પુછ્યું કે, અએ રાસ્ત (માણસ)! (તું) કેમ ગુજરયો? તથા ગાય ઢોરથી ભરપુર મુકામમાથી (યાને મુકામ છોડીને) અરકને લગતી મોજ મજાહ છોડીને, હાડમંદ દુનિયાંમાંથી મીનાઇ જેહાંનમા, ફાની દુનિયાં-માંથી અવિનાશી દુનિયાંમાં (તું) કેમ આવ્યો? (વળી) લાંબા વખતની તારી સુખાકારી કેવી હતી?"

"ત્યારે (દાદાર) હોરમજદે કહ્યું કે, જે તું પુછે છે (તે) તેને ના પુછ, (કારણ કે તે શખ્સ) કંટાળા ભરેલા, પીડાકારક (તથા) હાડમારી-વાળા માર્ગ (જ્યાં) શરીરનું વથા જીવનું (એક બીજાથી) છુટું પડવાનું (છે તે) તરફથી (આવેલા છે.)"

[**હાદોખ્ત નુસ્ક**, પર્ગરદ ૨ જી, ફ. ૧૬-૧૭. એરવદ કા એ. કાંગાનો તરજુમો].

# મોતનો ભેદ.

## તુરતનાં ગુજરેલાંઓની હાલત—જીવતાંઓની તેઓ તરફની ફરજ.



**વખત** પોતાનું કામ ચુપચુપ કર્યા જાય છે. દીવસ પછી રાત, સુખ પછી દુઃખ, ભરતી પછી ઓટ, જન્મ પછી મરણ, એ પ્રમાણે અનુક્રમે ખુદરતનો તમામ કારોબાર ચાલ્યો જાય છે. હર પલે તથા હર ઘડીએ ખુદરતની તમામ ચીજોમાં હીલચાલ સદા ચાલુજ છે, તથા એક પલનો એક હજારમો ભાગ પણ ફેરફાર વગર પસાર થતો નથી. એ મુજબ ખુદરતનો મહાન નિયમ સંપુર્ણ નિયમીતપણે ચાલતો આવ્યો છે, હાલમાં પણ ચાલે છે, તેમજ હવે પછી પણ ચાલતો રહેશે. તેજ ખુદરતની મહાન ક્રિયાને આધારે દરરોજ હજારો જીવો આ હાડમંદ દુનિયાંમાં જન્મ પામે છે તથા હજારો જીવો આ ખાકી દુનિયાંને તજી મોતને શરણ થાય છે. એ બનાવો આપણી નજર આગલ બનતા આપણે સઘલા જોઇયે છીયે જન્મ મરણનુ ફરતું ચક્રર આ ફરતા આસમાનની ચાલ સાથે અનાદી કાળથી ફરતુ આવ્યું છે અને તે ફરતું રહેશેજ. તેમજ વળી ખુદરતના અનેક નિયમોમાનો આ એક અચુક નિયમ તો દરેક માણસના બાબમાં મોડે વેહેલે અમલમાં આવશે એવુ આપણ દરેક જણ અનુભવ ઉપરથી જાણીયે છીયે. દુનિયાંની તમામ અચોકસ ચીજોમાં દરએક જણે મરવું છે એજ ફકત ચોકસ છે. તેટલા માટે એ બનાવ આપના પોતાનાં ખશ કુટુંબમાં, યા ભાઇ ભાંડુઓમાં, સગાં વાહાલાં યા દોસ્ત આસનાવામાં બને તે વખતે, તથા તે પછીના હીગામ ઉપર, આપણે આપણાં ગુજર પામેલા વહાલાંઓ તરફ કેમ અને કેવી રીતે વર્તવું, તે વિશેનો થોડો ઘણો ટુંક ખુલાસો અતરે એવા ઇરાદાથી રજુ કર્યો છે કે તેથી

મોત વખતે આવી પડતી મુશ્કેલીઓ, આફત તથા ગમગીનીમાં થોડી ઘણી હિમ્મત, ધીરજ તથા સધીયારો મલે, તથા આપણા વહાલાંઓને ખોહવાથી જે દુઃખ ઉપજે છે તે દુઃખનું નીવારણ થાય, તેઓ તરફ આપણે આપણી ફરજો અદા કરતાં થઇયે, તથા તેઓને મીનોઇ દુનિયાંમાં મદદ કરતાં થઇયે, કે જેથી આપણી ફરજ બજાવ્યા ઉપરાંત આપણા દુઃખી જીગરને રાહત મલી શકે તથા આપણી ગમગીની નાબુદ થાય.

આપણામાં સાધારણ રીતે બોલવામાં આવે છે કે જન્મ, લગ્ન, તથા મરણ એ ત્રણ બનાવો ખુદરતના અચુક નિયમ મુજબ બને છે, અને તેમાં આપણી પોતાની મરજી ઘણીજ થોડી કામે લાગી શકે છે. અફસુસ કરી જન્મ તથા મરણના બાબમાં તે આપણે જોઇયે છીયે.

એ બનાવો ખુદરતના ચોક્કસ નિયમને અનુસરીનેજ બને છે તથા તે નિયમોને આધીન થઇ ચાલ્યા વગર આપણો બીજો કાંઇ પણ ચારો નથી. તેટલા માટે આપણે મરણ પછી ખરેખર ક્યાં જનાર છીયે તથા આપણા રવાનનુ શું થાય છે તે વિશે વિચાર કરતાં પ્રથમ ધર્મ તરફથી આપણને શું જવાબ મલે છે તે તપાસવાની જરૂર છે.

## મનુષ્યનું બંધારણ.

ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરતાં આપણને માલમ પડે છે કે આપણા આ ખાકી, નાશવંત શરીર ઉપરાંત આપણી અંદર કાંઇક અવીનાશી, અમ્મર તત્વ હસ્તી ધરાવે છે, જે તત્વ શરીરના જન્મવાની આગળજ હૈયાતી ભોગવતું હતુ, અને જે તત્વ શરીરના નાશ પામવા પછી પણ હૈયાત રહેશે. આપણ પોતે કાંઇ આ હાડકાં, માંસ તથા લોહી વગેરેનો બનેલો બે પગ ઉપર ઉભેલો આકાર જેને આપણે ખાકી શરીર કહીયે છીયે, જે નાશવંત, ક્ષણભંગુર છે, તે નથી, પણ એ ખાકી શરીર, એ હાડમંદ તન, આપણે ચોક્કસ કાર્ય અથ પેહેર્યુ છે તે કાર્ય પુરૂં થવા સાથ તેનો ઉપયોગ પણ પુરો થાય છે અને પછી તેને આપણે કાઢી નાખીશું. આપણે પોતે તો એ શરીરને જીવતું જાગતું રાખનાર, ભાન ધરાવનાર અમ્મર તત્વ, જેને ફ્રવશિ અથવા ફરોહર* કહે છે તે છીયે, કે જે પોતે અહુરમઝદની અંદરથી બીજ રૂપે નીકલ્યું છે, જે પોતે પાછુ સર્વે શક્તિઓ ખીલવીને, અહુરમઝદના ભલા ગુણો જે હાલ તેમાં (આપણાં ફરોહરમાં)

* આ લખાણમા રવાન, બુદ્ધિ અને ફરોહર એ ત્રણેના એકત્ર સ્વરૂપને સાથે લઇ તેને ફ્રવષિ અથવા ફરોહરને નામે ઓલખ્યું છે.

મંદ છે તે સંપુર્ણ રીતે ખીલવીને અહુરમજ્દમાં પુર ભાન સહીત એક થશે, તથા તે કીર્તારને પોંહોંચી તેની અંદર આમેજ થશે, જે વિષે પવિત્ર ગાથાવાનીમાં આપણા મહાન પેગામ્બર સાહેબ અશો જરથોસ્તે દુવા ગુજારેલી આપણે જાણીયે છીયે—

**તત્ થ્વા પેરેસા એરેશ-મોઇ વઓચા અહુરા કથા મજ્દા જરેમ્ ચરાની હચા ક્ષ્મત્ આસ્કેતીમ ક્ષ્માકામ.**

"અય મજદ! હું તુંને પુછું છું તે તું મને ખરૂં કહેજે. તારીથી મોહોબતનુ આકર્ષણ કેવી રીતે હું ખેંચું? તારી સંપુર્ણતાને કેવી રીતે હું પોહોચું?"

**ઉશતવદ ગાથા**, હા ૪૪, ક. ૧૭. (કાંગા.)

આપણાં નાશવંત ખાકી શરીર ઉપરાંત આપણામાં કાંઇક **અમ્મર** તત્વ હસ્તી ધરાવે છે તે વિષે યજશ્નેના ૫૫ માં હામાંથી આપણને કાંઇક પુરાવો મલે છે:—

**(૧) વીસ્પાઓ ગએથાઓશ્ચ તન્વશ્ચ અજદેબીશ્ચ ઉસ્તાનાંશ્ચ કેહર્પેશ્ચ તેવીષિસ્ચ બઓધશ્ચ ઉર્વાનેમ્ચ ફ્રવષીમ્ચ પઇરીચદદેમહી આચવએધયમહી આઅત દીશ આવએધયમહી ગાથાબ્યો સ્પેન્તાબ્યો રતુક્ષથ્રાબ્યો અષઓનીબ્યો.**

"આ ખાકી દુનિયાંને લગતું સર્વસ્વ—તન, હાડપીંજર, જીવ, કાલબુદ, જોર (કામ), બુદ્ધી, રવાન અને ફ્રેરોહર, એ તમામ જલેહદાર, સાચા (અને) પાક ગાથાને અર્પણ કરીએ છીએ"

**યજશ્ને**, હા ૫૫, ક. ૧લો.

| | | | |
|---|---|---|---|
| ૧. તન્વસ<br>૨. કેહર્પમ<br>૩. ઉસ્તાન<br>૪. તેવીષી | ફાની ચોકડી | ૫. ઉર્વાન<br>૬. બઓધાંગ<br>૭. ફ્રવષિ | અમ્મર ત્રીપુટી |

ઉપર જણાવેલાં સાત તત્વોમાંના પેહેલાં ચારને ફાંની ચોકડી તથા છેલ્લાં ત્રણને અમ્મર ત્રીપુટી કહેવામાં આવે છે, જે અમ્મર ત્રીપુટીને સાધારણ રીતે ફ્રેરોહર અથવા ફ્રવષિ પણ કહે છે.

આ ઉપરથી આપણા ખાકી તથા બીજાં તત્વોનાં બનેલાં શરીરો ઉપરાંત આપણું અમ્મર તત્વ (ફ્રેરોહર) હસ્તી ધરાવે છે, જે અમ્મર હોવાથી નાશ પામતું નથી.

તેમજ વળી ફ્રેરોહર જ્યારે આ જીંદગી અખત્યાર કરે છે, અને આ હાડમંદ દુનિયામાં પેદા થાય છે, ત્યારે દાદાર અહુરમજ્દ તેને કાંઇ હર

વખતે નવું પેદા કરતા નથી; પણ તે તો સૃષ્ટિની પેદાયશની આગમજ અહુરમજ્દ તથા અમશાસ્પંદોના ફ્રોહરો સાથે હાજર હતું, જે વિષે "ફ્રવર્દીન યશ્ત"ના ૭૬ મા ફકરા ઉપરથી નીચે મુજબ ખુલાસો મલે છે:—

**તાઓ જી હેન્તિ યાસ્કેરેસ્તેમાઓ વયાઓ મનિવાઓ દામાંન યાઓ અષાઉનાંમ્ વંઘઉહીશ્ સ્રાઓ સ્પેન્તાઓ ફ્રવષયો, યાઓ તધ એરેધ્વાઓ હિશ્તેન્ત, યત્ મઇન્યૂ દામાંન્ દઇધીતેમ્, યસ્ચ સ્પેન્તો મઇન્યુશ યસ્ચ અંઘ્રો.**

"એ ત્રીજે દરજ્જેના વીદેહી આત્માઓ (ફ્રવષિઓ) ને અહુરમજદે પેદાયશ પેદા કરવા આગમજ પેદા કર્યા છે. જ્યારે બે મીનો જેઓ અંગ્રેમેન્યુશ અને સ્પેન્તમેન્યું છે તેઓએ પેદાયશ પેદા કરી ત્યારે ફ્રવષિઓ તૈયાર ઉભેલી હતી."

તેમજ વળી ફ્રોહરો માત્ર મનુસ્યનાજ છે એમ પણ નથી. ખુદ દાદાર અહુરમજ્દનું તેમજ અમશાસ્પંદો તથા યજદોનાં તેમજ તમામ પેદાયશનાં પણ ફ્રોહરો છે, જે વિષે યજશનેના હા ૨૩, ફ. ૨ માં તેમજ હા ૨૬ ના ફ. ૨–૩ માં ઇસારા કર્યા છે.

"(દાદાર) અહુરમજદના (તથા) અમશાસ્પંદોના ફ્રોહરો ને, (તેની) સાથે મીનો યજદોના તમામ અશો ફ્રોહરોને યજશ્નેમાં હું ઇજું છું (અથવા યાદ કરૂં છું.)"—(**યજશને,** હા ૨૩, ફ. ૨.)

"(દાદાર) અહુરમજદનુ આ ફ્રોહર જે સૌથી ઉંચે દરજ્જેનું, સૌથી સરસ, સૌથી સોહામણું (છે તેને) હમો આરાધીએ છીએ."

"અહુરમજદના કાયદા પ્રમાણે ચાલનારા અમશાસ્પંદો જેઓ અમ્મર તથા અશો (તેઓના) ફ્રોહરોને (હમો આરાધીએ છીએ).—(**યજશને,** હા ૨૬, ફ. ૨–૩.)

## મોત એટલે શું.

આપણા અમ્મર તત્વ ફ્રોહરે આ ખાકી હાડમંદ શરીર સંપૂર્ણતા મેલવવા માટે ધારણ કીધેલું છે, જે વડે ખાકી દુનિયાંનો અનુભવ તે લીએ છે, તથા આ ખાકી દુનિયાંમાં પોતાની વૃદ્ધિને લગતું ચોક્કસ કામ કરી રહ્યા પછી તે શરિર તેને નાલાયક થઇ પડતુ હોવાથી તે તેનો કબ્જો છોડી દીયે છે, અને પોતાની વૃદ્ધિ આગળ વધારવા ખુદરતના ચોક્કસ નિયમો પ્રમાણે બીજી વધુ લાયક હાલતમાં જવા સારૂ તૈયારી કરે છે, તે ક્રિયાને આપણે મોત અથવા મરણ કહીયે છીયે.

મોત ત્યારે કાંઇજ નહી પણ આપણા અમ્મર તત્વ ફ્રેરોહરે જ્યારે તેને વૃદ્ધિ માટે ખાકી શરીર નાલાયક થઇ પડે છે ત્યારે તેની સાથનો પોતાનો સંબંધ છોડી દેવાની માત્ર ક્રિયા છે.

જેમ એક કારીગર પોતાના તેજ તથા ચલકતાં હથીયાર વડે દાગીના બનાવે છે, પણ જ્યારે તે હથીયાર બુઠ્ઠુ થઈ વધુ કામ માટે રદ બાતલ થાય છે ત્યારે તે વડે તે પોતાનું કાર્ય કરી શકતો નથી, તેથી તેને ફેંકી દઇ બીજાં નવાં હથીઆર તેને લેવાં પડે છે, તેજ પ્રમાણે આપણા ફ્રેરો-હરે આ ખાકી શરીર જે હથીયાર તરીકે ધારણ કર્યું છે તે વડે પોતાની વૃદ્ધિને લગતું થોડુક કામ કર્યા પછી તે જ્યારે વખતના વેહેવા સાથે, યા માંદગીથી, યા અનેક કારણોસર તેની વૃદ્ધિ માટે નાલાયક થાય છે, ત્યારે તે તે શરીરનો કબજો છોડી દીયે છે, જે બનવું તદન વાસ્તવીક લાગે છે. આ કબજો છોડવો તે કાંઇજ નહીં પણ જેને આપણે મોત અથવા મરણ કહીએ છીયે તે છે.

## મોત અને ઉંઘ વચેનો તફાવત.

વળી આપણને યાદ રાખવું જોઇયે કે જ્યારે ફ્રેરોહર ખાકી શરીર સાથનો પોતાનો સંબંધ છોડે છે ત્યારેજ તેને આપણે મોત કહીયે છીયે; પણ આપણી જીંદગી દરમ્યાન દરરોજ રાત્રે જ્યારે આપણે ખુવાબ કરીયે છીયે ત્યારે આપણા દરેકના ફ્રેરોહરો આપણાં બીજાં શુક્ષ્મ શરીરો સાથે આ ખાકી શરીરથી છુટાં પડે છે, અને થોડો યા ઘણો વખત તેનો સંબંધ અટકી પડે છે, તથા ઉંઘમાં હંમેશા જ્યારે ખાકી શરીર આશા-એશ માટે બીછાંને પડેલું હોય છે ત્યારે ફ્રેરોહરો ખાકી શરીરમાંથી નીકળી જઇ મીનોઇ દુનિયાંમાં કાર્ય કરે છે.

આ ઉપરથી ત્યારે આપણને સવાલ ઉત્પન્ન થાય છે કે જો ઉંઘમાં આપણું ફ્રેરોહર આપણા ખાકી શરીરથી છુટું પડતું હોય તો પછી મોત-માં તથા ઉંઘમાં ફરક શો? "કલેર્વોયન્ટ" યાને જેઓની અંતર્દૃષ્ટિ ખોલેલી હોય છે, અને અણદીઠ મીનોઇ દુનિયાંની કેટલીક ચીજો જોઇ જાણી શકે છે, તેઓ તરફથી તથા ખુદાશનાશીના કેટલાક આગલ વધેલા શખ્સો તરફથી એનો જવાબ એવો મલે છે કે જ્યારે ફ્રેરોહર ઉંઘમાં બીજાં શરીરો સાથે ખાકી શરીરથી જુદું પડે છે ત્યારે પ્રાણ તત્વ અને છાયા શરીર (ઉસ્તાન તથા કહેર્પેમ) ખાકી શરીરમાંજ રહે છે, અને ખાકી શરીર ઉપર સેહેજ પણ અસર થતાં તુરત ફ્રેરોહર પાછુ પોતાનાં

શરીરનો કબજો લીએ છે, યાને, બીજા બોલોમાં બોલીયે તો, માણુસ જાગૃત થાય છે. આપણે જાણીયે છીયે કે ઉંઘમાં આપણા શરીર ઉપર બાહેરથી સેહેજ પણ અસર થાય છે કે આપણે તુરત જાગૃત થઇયે છીયે, પણ મરણ વખતે તો પ્રાણ તત્વ તથા છાયા શરીર ખાકી શરીરથી છુટું પડી ફ્રેરોહર સાથ નીકળી જાય છે, જે પછી ફ્રેરોહર પોતાના ખાકી શરીરનો કબજો પાછો લઈ શકતું નથી. એ વખતે ગમે તેવી ખાકી શરીર ઉપર અસર કરવામાં આવે છે, તથા ભાન પાછુ લાવવાની કોશેશ કરવામાં આવે છે, તે સઘળી ફોકટ જાય છે.

આ પ્રમાણે ત્યારે મરણ તથા ઉંઘ વચ્ચેનો અગત્યનો તફાવત આપણે તપાસ્યો, હવે આપણે મરણ વખતે શું ફેરફારો થાય છે તે વિગતવાર તપાસીશું.

## મરણ વખતે થતો ફેરફાર.

ખુદાશનાશીના આગલ વધેલા અભ્યાસીઓથી વધુ એ જણાવવામાં આવ્યુ છે કે જ્યારે માણુસનું મરણ નીપજે છે ત્યારે તેની છેલ્લી ઘડીએ તે એક ઘણીજ અગત્યની ક્રિયામાંથી પસાર થાય છે, કે જે વખતે તેણે પોતાની આખી જીંદગીમાં કરેલા તમામ નાનાં મોટાં કામો તથા બીજા બનાવો, તેના કારણો તથા તેથી ઉપજતાં પરીણામો, તેમજ તેણે પોતાની જીંદગી દરમ્યાન જે જે ફતેહો તથા નિષ્ફળતાઓ મેલવી હોય તે સઘલાંનો ઇન્તેખાબ માણુસ લઇ જાય છે, તથા તે સર્વે બનાવો તેની આંખ આગળથી, જેમ સીનેમેટોગ્રાફમા તમામ બની ગયલા બનાવો તથા દેખાવો આપણે આપણી આંખ આગળ બનતા હોય એમ જોઇયે છીયે.તેમ, તે ગુજરનારની નજર આગલથી પસાર થઇ જાય છે, અને તે મધેથી તે ઘણોક બોધ મેલવે છે. તે પછી તેની જીંદગીની દોરી જે હજુર સુધી તેના ખાકી શરીર સાથે જોડાયલી હતી તે તુટી જાય છે, અને ફ્રેરોહર પોતાનાં બીજા શુક્ષ્મ [મીનોઇ] શરીરો સાથે બેભાન ખુશનુમા સ્વપ્ના જેવી હાલતમા કેટલાક કલાકો સુધી રહે છે.

## ગુજરનાર આગળ ચુપકીદીની જરૂર—રડવું-કુટવું નામુનાસેબ.

જીંદગી ખતમ થતી વખતની આ છેલ્લી અગત્યની ક્રિયા ગુજરનારના બાબમાં બનતી હોવાથી એ પ્રસંગે આપણ દરેક જીવતાંઓની પવિત્ર ફરજ એ છે કે આપણાં વહાલાં ગુજરનારના બીછાનાં આગલ

હંમેશાં શાંતીની તથા ચુપકીદીની તથા બંદગીની ભલી અસરો તથા સારી ધ્વનીઓ પાંથરવી. ગુજરનારના બીછાના આગલ કોઇ પણ પ્રકારની માહેતમ તથા કલાપીટ કરવી નહી, કોઇબી રીતે તેની જીંદગીની છેલ્લી કીમતી પલે બાહેરની આપણી સ્વાર્થી લાગણીઓની તથા જુસ્સાઓની સખત ધ્વનીઓથી તેને હરકત કરવી નહી, કારણ કે આપણે ઉપર જોઇ ગયા તેમ તે શખ્સ પોતાની ખતમ થતી જીંદગીનો ઇન્તેખાબ લઇ તેમાથી પોતાની વૃદ્ધીને માટે કેટલોક બોધ લીએ છે, તે વખતે તેની આસપાસ શાંતી પાંથરી તેના કામમાં મદદ કરવી જાઇયે, અને નહીં કે આપણી માહેતમ તથા કલાપીટથી તેની શાંતીમાં ખલલ નાખી તેને કીમતી બોધ લેતાં અટકાવવો જોઇયે. આર સાંમુ તે વખતે બંદગી તથા બીજી ભલી દુવાઓના સારા વિચારો પાંથરવા જોઇયે, અને તેટલાજ માટે દરેક ધર્મમાં તેમજ આપણા પાક જરથોસ્તી ધર્મમાં પણ ગુજરનાર માટે બંદગી કરવાનું તથા મરણનાં બીછાનાં આગલ શાંતી જાલવવાનું ફરમાન આપેલું આપણે જોઇયે છીયે.

વળી ગુજરવા પછી કેટલાંક વર્ષો સુધી પણ જ્યારે ગુજરનાર બહેસ્તના માર્ગમાં હોય ત્યારે પણ વિલાપ તથા માહેતમ તેને બેહસ્ત તરફ જતાં અટકાવે છે. જરથોસ્તીઓમાં એક એવી દંતકથા હસ્તી ભોગવે છે કે મરનાર યાને ગુજર પામેલાંઓનાં શોક માટે જેટલાં આંસુઓ પાડવામાં આવે છે તેટલાં આંસુઓની સંખ્યામાં લોહીની નદીઓ બને છે અને તે નદીઓ તે ગુજર પામેલાનાં રસ્તામાં અટકાવ નાંખે છે, જેથી આવી નદીઓ વચ્ચે આવવાથી ગુજર પામેલાંને પોતાનું શ્રેષ્ટ ધામ જે બેહસ્ત છે તે તરફ જતાં તકલીફ નડે છે. હવે આ દંતકથામાં ગુપ્ત જ્ઞાનનો મર્મ ઘણીજ બાહોશીથી છુપાવી સાચવી રાખેલો છે તે દરેક સમજુ આદમીને તુરત માલમ પડશે. ગુપ્ત જ્ઞાન યાને મિનોઇ ડાહપણ આપણને એવું શીખાડે છે કે ગુજર પામેલાંઓ માટે જો આપણે શોક કરીએ અને દિલગીર થઇયે તો તે શોક અને દલગીરીનાં જોશનાં પ્રમાણમાં તે ગુજર પામેલાંને આપણે આ ખાકી દુનિયાં તરફ ખેંચેલું રાખીએ છીએ, તેથી આવી રીતનાં ગેર સમજ ભર્યા આપણા આ માનસિક કામથી તે ગુજર પામેલાંને હમેસ્તગાનનાં ઉતરતાં ભુવનો ઉપરજ ગોયા થોભી રહેવું થાય છે, અને બેહેશ્તનાં ચઢતા તબક્કા કે જ્યાં ખાકી દુનિયાંની રજ, પીડા, વગેરેનો કાંઇજ વાસો હોતો નથી, તેવાં સુખવાસી ભુવન અથવા સ્વર્ગ તરફ જવાને આ રવાનને સવળતા મલતી નથી. તેથી ગુજર પામેલાંઓ તરફ આપણે જો દલગીરી અથવા

શોક કર્યા વગર, સ્થિર રહી અને ધીરજ રાખી શાંત મનથી મોહબત ભર્યા અને દુવા બંદગીનાં ભલા વિચારો મોકલીયે તો તે આપણા વિચારની બરકતથી તે ગુજર પામેલાનાં બેહસ્ત તરફ આગળ વધવાનાં રસ્તામાં ઘણી સવળતા થઈ પડે છે. ગુજર પામતી વેળાએ ગુજરનાર આદમીનાં કાનમાં મોટે સાદે "યથા" અથવા "અષેમ" જેવા પવિત્ર શબ્દો ભણવાનો જે રવૈયો જરથોશ્તીઓમાં હજુ ચાલુ છે તેનો ભાવાર્થ અથવા મકસદ એજ છે કે ગુજર પામેલાંનું મન હવે આ ખાકી દુનિયાંની માયા અને જંજાલ તરફ નહી વળગેલું રહે, પણ તે હવે મીનોઇ બાબદ તરફજ વળગ્યું રહે, કે જેથી બેહસ્ત તરફ તે લગાર સેતાબીથી પોંહચવાને સામર્થવાન બને.

બાહેરની કરવામાં આવતી એવી બંદગી તથા ક્રિયાઓના ભીત્તરમાં આ ભેદ સમાયલો આપણને માલમ પડે છે કે તેની જીંદગીની છેલ્લી ઘડીએ તેની આગલ બંદગીના કલામોથી શાંતી તથા ચુપકીદી પંથરાય.

## મરણનો માહેતમ સ્વાર્થી છે.

આપણે ખુલ્લાં મનથી તથા અપક્ષપાત રીતે જો આપણી કલાપીટનુ યા માહેતમનું કારણ શોધીશું તો તેમાં આપણો પોતાનો આપસ્વાર્થજ માલમ પડશે, કારણ કે ખરૂં પુછાવતાં આપણું વહાલુ આ દુનિયાં છોડી જાય છે તેને પોતાને માટે જેટલો વીલાપ આપણ નથી કરતાં તેના કરતાં વધુ વીલાપ આપણા પોતાના લાભમાં નુકશાન થયું, આપણને પોતાને તેના ગુજરવાથી ખોટ ગઇ, તે માટે કરીયે છીયે, જેમાં ખરે આપણો સ્વાર્થજ માલમ પડે છે. તેટલા માટે દરેક માણસની પવિત્ર ફરજ છે કે તેણે પોતાના લાભ તરફ નહીં જોતાં પોતાના વહાલાંને જો કાંઇબી મદદ થઇ શક્તી હોય તો તે કરવાનો ખ્યાલ રાખી તેની જીંદગી ખતમ થતી વખતની કીમતી પલે પોતાથી બને તેમ શાંતીના તથા બંદગીના ભલા કલામોથી તેને મદદ કરવી, તથા પોતાની લાગણીઓને દાબી દઈ તેના મરણના બીછાના આગલ જેમ બને તેમ ચુપકીદી પાંથરવી. અગરજો એ વખતે અજ્ઞાનપણાથી યા આપણી સ્વાર્થી મતલબથી બેઅખત્યાર કલાપીટ તથા માહેતમ કરીએ તો તેથી ઘણી સખત ધ્વનીઓ ઉત્પન્ન કરી તેને મલતા કીમતી બોધમાં આપણ ઘણી ખલલ પોંહોચાડીએ છીયે, તથા જેમ એક માણસ પોતાની જીંદગીમાં કાંઇક અગત્યના કામમાં રોકાયલો હોય તેને તે શુભ કામમાં ખલલ નાખ્યાથી તે જેમ બેચેન તથા નાખુશ

ણુને આનંદ પમાડે છે. તથા સુખ આપે છે, તેજ પ્રમાણે આપણા ગુજરેલાં વાહાલાંઓ મીનોઇ દુનિયાંમાં આ બાકી દુનિયા કરતા કાંઇક વધુ સુખી હાલતમાં છે, તેઓ ત્યાંજ આપણી આસપાસ વ્યાપી રહેલી મીનોઇ અદ્રષ્ય દુનિયાંમાં હૈયાત છે એ ખ્યાલ આપણામાંથી ગમગીની તથા શોક દુર કરે છે એટલુંજ નહીં પણ એ દુઃખ વખતે આપણને ઘણી ધીરજ તથા સબુરી આપે છે. તથા અજ્ઞાનપણાને લીધે જે દુઃખ ખમતા હતા તેનુ નીવારણ કરે છે.

પણ કમનસીબે હાલ એ બાબદ વિશે જેટલી વાકેફગારી હોવી જોઇએ તેટલી નહી હોવાથી, આપણે પોતે અજ્ઞાનપણાનાં અંધકારમાં લાગણીઓથી દોરવાઈ જઇ વિચાર શક્તિનો ભલો ઉપ્યોગ કરી શકતાં નહી હોવાથી મોત બાબે આપણામાં ઘણોક ભય તથા બીહીક ઉત્પન્ન થાય છે. માણસની મરણ પછીની હાલત કેવી થાય છે, તેનું રવાન કયાં જાય છે, તેનુ શું થાય છે, મોત શા માટે અવસ્યનું છે, વગેરે બાબદોનું ઉપર ટપકેનું જો થોડું ઘણુંબી જ્ઞાન મેળવ્યું હોય તો આપણા વહાલાંઓનાં મરણ વખતે આપણને વીલાપ તથા માહેતમ કરવાની કાંઈ પણ જરૂર રહેતી નથી, પણ ઔર તે વખતે શાંતી તથા ખામોશી અખત્યાર કરી આપણી ફરજો અદા કરી શકીયે છીયે, તથા તેઓને મીનોઇ દુનિયાંમાં શાંતી તથા સુખ મલે તે માટે પ્રાર્થના તથા દુવા કરવાના ઘટતા ઉપાયો લઇયે છીયે, જેથી કરી તેઓને ખોહવાથી આપણુને કાંઇ પણ દુઃખ ઉપજતું નથી.

આ પ્રમાણે જ્ઞાનથી ખુદરતના કાયદાઓ તથા નિયમોને સમજવા માટે થોડું ઘણુંબી જાણુવાનું જરૂરનુ હોવાથી, નીચે પ્રમાણેનો થોડોક ખુલાસો રજુ કરવાની જરૂર છે. *

અત્રે એ બાબદ માટે ખોદાશનાશીના કેટલાક આગલ વધેલા વિદ્યાર્થીઓના બનતી અનુભવના પરીણામ તરીકે બાહેર પાડેલી કેટલીક વીગતો ટુંકમાં નીચે મુજબ રજુ કરીયે છીયે.

* એ બાબદ સંપૂર્ણ રીતે સમજવા એટલી તો બીકટ તથા અઘરી છે કે તેનો સઘલો ખુલાસો આ નાના ચોપાનીયામા દાખલ કરી શકાતો નથી, તેટલા માટે જેઓ એ બાબદના વીગતેથી અભ્યાસ કરવા માગતા હોય તેઓએ થીઓસોફીનું એ બાબેનું સાહીત્ય વાચવુ, અથવા એ બાબદ ઉપર ગુજરાતી ભાષામા લખાયલી "મરણ પછી માણસની હાલત" નામની ચોપડીનો અભ્યાસ કરવો કે જેથી ઘણીક બાબદોના વીગતેથી ખુલાસો મલશે.

તો આપણને માલમ પડશે કે સૃષ્ટિમાં સઘલે ઠેકાણે વૃદ્ધિનો અથવા પ્રગટી કરણનો જે નિયમ કાર્ય કરે છે તે નિયમ મુજબ માણુસના આત્મા અથવા ફરોહરે પોતામાં મંદ રહેલી અહુરમજદની ભલી શક્તિઓ તથા ગુણો, જુદાં જુદાં શરીરો મારફતે અનુભવ લઇ ખીલવી પોતાના પીતા અહુરમજદના જેવા સંપુર્ણ થઇ તેનામા મલી જવાની છે, જે વિષે બુનદેહેશ કેતાબમા પણ જણાંવવામાં આવ્યું છે કે—

અહુરમજદે ફરોહરો સાથે ગોફતેગો કરી તેઓને બે ચીજની પસંદગી આપી કહ્યું કે દરૂજથી તમોને હું હમેશાં બચાવેલા મારી નજદીક રાખુ, તે તમોને પસંદ છે કે તમો પોતે ખાકી શરીર અખત્યાર કરી ગેતીમાં જાહેર થઇ, દ્રુજ અથવા બદી સામે લડી, તેની ઉપર જીત મેલવી સંપુર્ણતા તથા અમર્ગી હાંશલ કરી પાછા મારામાં આવી મલો તે. એના જવાબમાં ફ્રવશીઓએ ખાકી શરીર અખત્યાર કરી, ગેતીમાં જાહેર થઈ, દ્રુજ સાંમે લડી ફતેહ મેલવી સંપુર્ણતા તથા અમર્ગી હાંસલ કરી અહુરમજદમાં મલી જઇયે એવું જાહેર કર્યું.

એ સંપુર્ણતા હાંસલ કરવાની ક્રિયા તે કાંઇજ નહી પણ વૃદ્ધિની અથવા પ્રગટીકરણની ક્રિયા છે કે જે વિષે આજની વિદ્યાએ પણ એ મહાન ક્રિયા કોઇ કીર્તિમાન છેડે આપણને લઇ જાય છે એવું સાબેત કર્યું છે.

એ કીર્તિમાન છેડે પુગવા ખાતર આ ખાકી શરીર તથા બીજાં શરીરો માણસે ધારણ કર્યાં છે કે જે વડે તે અનુભવ મેલવી પોતાની વૃદ્ધિ કરી નેમેલે ઠેકાણે અંતે પુગે, અને તેટલા માટેજ ખાકી શરીર જે થોડાંક વર્ષો વાપરયા બાદ ફરોહરને વૃદ્ધિને માટે બીન ઉપયોગી થઇ પડે છે તેને છોડી જવાનું પ્રગટીકરણની નેમથી જોતાં અવસ્યનું છે.

## મરણનો ઉપયોગ યા જરૂર.

આ રીતે જોતાં આપણને માલમ પડે છે કે મરણ એ ખુદરતનો તદન વાજબી, ન્યાયી તથા માયાલુ નિયમ છે જે નિયમ વડેજ માણુસ પોતાની વૃદ્ધિ કરી શકે છે. મરણ માટેનો આપણો વીલાપ માત્ર ખુદરતના ડહાપણનું અજ્ઞાનપણ દેખાડે છે, પણ જો ધીરજથી શાંત મને ખુદરતના કાયદાઓનું જ્ઞાન મેળવીશું તો એ બાહેરથી દેખાતી આફત તથા મુશકેલીમાં અનંત ડહાપણ તથા જ્ઞાન સમાવા ઉપરાંત તે દાદારનો બેહદ પ્યાર દેખાશે, કારણ કે જ્યારે આપણે તુરતના પરીણામ તરફથી આગલ વધી ભવિ-

છે, અને તેબી હાંજ આ ખાકી દુનિયાંની અંદર વ્યાપીને રહેલી છે. એ મીનોઇ દુનિયાં કાંઇ ખાકી દુનિયાંથી હજાર બે હજાર માઇલ ઉપર યા નીચે આવી નથી, પણ તેબી હાંજ વ્યાપીને રહેલી છે. જેમ વિદ્યા આપણુને શીખવે છે કે ઇથિર નામનો પદાર્થ જે હવા કરતાં ઘણોજ શુક્ષ્મ છે તે તમાર્મ પોલાણુ [space] માં તેમજ તમામ જડ, પ્રવાહી તથા વાયુ રૂપ પદાર્થમાં વ્યાપીને રહેલો છે, તેમ મીનોઇ અણુદીઠ દુનિયાંઓ અથવા ભુવનો ઇથર કરતાં પણ ઘણાજ પાતલા પદાર્થની હોવાથી ઘટ અથવા જડ પદાર્થમાં વ્યાપીને રહેલી છે એમ માનવાને કારણુ મલે છે; તથા ધર્મ- શાસ્ત્રોમાં પણુ મીનોઇ દુનિયાંની હસ્તી વિશે તથા ત્યાં કામ કરતા યજદો, અમશાસ્પંદો તથા ફરેસ્તાઓ વગેરેની હસ્તી વિશે આપણુને જાહેર કરવામાં આવ્યું છે, જે બાબદને અંતર્દષ્ટિવાળા તથા ગુપ્ત જ્ઞાન જાણુનારાઓ પણ ટેકો આપે છે

એ રીતે તપાસતાં માલમ પડે છે કે મીનોઇ દુનિયાં તથા ત્યાં હસ્તી ધરાવનારી તમામ ચહડતે ઉતરતે દરજ્જેની મીનોઇ શક્તિઓ, તેમજ તે દુનિયામાં જુદા જુદા તબક્કા ઉપર રહેતાં ગુજરેલાંઓના ફરોહરો વગેરે સઘલાં હાંજ આપણી આસપાસ અણુદીઠ રીતે રહેલાં છે. હવે ત્યારે સ્વભાવીક રીતે સવાલો ઉભા થાય છે કે, જો તેઓ આપણી આસ- પાસ હાંજ છે તો આપણુને તેઓ વિષે ભાન કેમ નથી થતું? અથવા તેઓને આપણે જોઇ કાંય નથી શકતાં? યા કાંય નહી તેઓ આપણી સાથ સમાગમમાં આવી શકતાં? ઇત્યાદિ. એના જવાબમાં ગુપ્ત જ્ઞાનના વિદ્યાર્થી- ઓ તરફથી આપણુને એ જવાબ મલે છે કે તેઓએ પોતાનું ખાકી શરીર ખોહી દીધેલું હોવાથી, તથા મીનોઇ દુનિયાંમાં બીજાં શુક્ષ્મ શરીરોમાં હોવાથી, આપણી આ ખાકી આંખ વડે તેઓને આપણે જોઇ કે જાણી શકતાં નથી, પણુ તેઓને જોવા માટે જો આપણે આપણી મીનોઇ ચશ્મો ખોલીયે, અને આપણા શુક્ષ્મ શરીરોમાં ભાન સહીત આપણે કામ કરતાં થઇયે, તો તેઓ વિશે આપણુને ઘણુંક ભાન થઇ શકે; એટલુંજ નહીં, પણુ જેમ બીજા એવા ઘણાક ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓ જેઓએ પોતાની મીનોઇ શક્તિઓ. અશોઇના માર્ગે ચાલી ખીલવી છે, તથા મીનોઇ દુનિયાંમાં ચાલતી ક્રિયાઓ જોઇ છે, તથા તે દુનિયાંની ઘણીક હસ્તીઓ ઉપરાંત ગુજરેલાંઓનાં રવાનોને પણુ જોયાં છે, તેઓ માફક આપણે પણુ ગુજરેલાંઓની હાલત વિષે વાકેફ- ગાર થઇ આપણી પોતાની ખાતરી કરી શકીયે એ સંભવીત છે. તે કરવા માટે જો આપણે જોઇતી મેહેનત તથા શ્રમ લઇશું, જોઇતી અશોઇ તથા

પણ જે શખ્સે પોતાની જીંદગી સામાન્ય રીતે લેતાં સારી રીતે ગુજારી હોય તે એથી ઉંચા પ્રકારના ભાનની હાલત જેને હમેસ્તગાન કહેવામાં આવે છે તેમાં જાગૃત થાય છે. ત્યાં બદસુરત તથા ડરામણા આકારો તેની નજરે પડતા નથી, પણ મધ્યમ રીતે સારા દેખાવો તે પોતાની આસપાસ જુવે છે, જે પણ તેના પોતાનાજ વિચારો, લાગણીઓ, તથા વલાણોથી ઉત્પન્ન થયલા હોય છે.

એજ પ્રમાણે જેણે પોતાની જીંદગી ઘણીજ અશોઇથી તથા પરમાર્થી ભલાં કામોમાં ગુજરેલી હોય છે તે એથી વધારે ઉંચી તથા બુલંદ અતી સુખની હાલત જેને આપણે બેહેસ્ત કહીયે છીયે તેમાં જાગૃત થાય છે કે જ્યાં પણ ઘણાં ચહડતા ઉતરતા દરજ્જન હોય છે, જેને સતર પાયા, માહા પાયા, ખુરશેદ પાયા તથા ગરોથમાન બેહેસ્ત વગેરે નામોથી ઓલખવામાં આવે છે.* ત્યાં દરેક ગુજરનાર પોતાની જીંદગી દરમ્યાન કીધેલાં સખાવતનાં તથા પરમાર્થના કામોના પ્રમાણમાં સુખ તથા આનંદ પામે છે, તથા પરમાર્થી ગુણોને વધુ દરજ્જનમાં ખીલવે છે.

**આઅત્ હીમ્ અઓખ્ત પેરેસો યો નરાં અષઓનો ઉર્વ, ચિશ્ચ ચરાઈતિશ્ અહિ, યાંમ ઇત્ યવ ચરાઇતિનામ કેહર્પે સ્રએશ્તાંમ દાદરેસ.**

**આઅત્ હે પઇતિ-અઓખ્ત વા હવ દએન; અજેમ બાતે અહિ યુમ હુમનો હૂવચો હુષ્યોથન હુદએન, યા હવ દએન ખ્રએપઇથે તન્વો; ચિશ્ચ ઠ્વાંમ ચકન અવ મસનમ્ વંઘ્હુનચ સ્રયનચ, હુબઓઇધિતચ વેરેથ્રજાંસ્તચ પઇતિદ્વએષયન્તચ યથ યત્ મે સધયેહિ.**

"ત્યારે તે રાસ્ત માણુસનાં રવાને (કન્યારૂપી કેરદારને) પુછયું કે, (તું) કોણ કુમારી છે જેને (મેં) (સઘળી) કુમારીઓમા શરીરે તારા જેવી ઘણીજ શોભતી કદાપિ દીઠી.

ત્યારે (તે રાસ્ત માણુસની) પોતાની કેરદારે (તે રવાનને) જવાબ આપ્યો કે, અએ નેક મનશ્નીવાળા, નેક ગવશ્નીવાળા, નેક કુનશ્નીવાળા (તથા) નેક નેયતવાળા જવાન! હુ ખરેખર તારી પોતાની કેરદાર છેઉં; જેમ (તું) મને દેખાએ છે (તેમ), (તારી) તે મ્હોટાઇને લીધે, ભલાઇને લીધે, શોભા (ઇયાને ખુબીવંતા ગુણો)ને લીધે (નેક કાંમોનાં) પમરાટને લીધે, (બદી ઉપર મેળવેલી) ફતેહને લીધે તથા દ્વેષથી વેગળાપણાને લીધે દરેક જને તુંને પ્યારો ગણ્યો."

—[**હાદોખ્ત નુસ્ક**, પર્ગરદ ૨જી, ફ. ૧૦-૧૧. એરવદ કા. એ. કાંગાના તરજુમા.]

* જુઓ હાદોખ્ત નુસ્ક, પર્ગરદ ૨ જી, ફ. ૧૫. રશના યસ્ત.

**શકીએ**, તેઓ ઉપર પણ અસર પોહોચાડીયે છીયે, કારણ કે આપણે **ઉપર** જોઇ ગયા તેમ માણસ આ જીંદગી દરમ્યાન મીનોઇ દુનિયાંમાં પણ **શુક્ષ્મ** શરીરો વડે ચોક્કસ જાતની ક્રિયા કરે છે. જે દુનિયાંઓ પણ શુક્ષ્મ પદાર્થ**ની** બનેલી હોવાથી જ્યાંજ વ્યાપીને રહેલી છે. તે ઉપરથી વિચારવું સેહેલ પડે છે કે આપણે આપણા વિચારો લાગણીઓ વગેરેથી અણદીઠ મીનોઈ દુનિયાંની હસ્તીઓને પણ અસર કરી શકીયે છીયે. તેટલા માટે કેટલીક વેહેવારૂ અદના સુચનાઓ દરેક વાંચનાર માટે અત્રે રજુ કરીયે છીયે કે જેથી મોત વખતે ગીરફ્તારીમાં તથા આફતમાં આવેલાં ભાઇબંધોને **તેઓનાં દુઃખમાં શાંતી તથા રાહત મલે,** તથા પુરતી ધીરજ તથા સબુરી સાથે પોતાના વાહલાં ગુજરનાર તરફની છેલ્લી પવિત્ર ફરજ અદા કરવાને તેઓ શક્તિવાન થાય.

૧. આપણે ઉપર જોઇ ગયા તેમ મરનારના બીછાના આગલ હાજર રહેનાર દરેક જણે શાંતી તથા ચુપકીદી અખત્યાર કરવી સજાવાર છે. આપણી લાગણી ગમે એવી ઉશ્કેરાયલી હોય, આપણને ગમે એવુ દુઃખ થતું હોય, તે છતાં પણ આપણા કરતાં **આપણાં ગુજરનાર વાહાલાંનું હીત હેડે ધરીને,** તે વખતે ખામોશી પકડવી જોઇએ. આપણી માહેતમ તથા કલાપીટથી આપણાં વહાલાં ગુજરનારને તેની કીમતી છેલ્લી ઘડીએ જે બોધ તે મેલવે છે તેમાં ખલલ નાખી તેને દુઃખી કરીશુ એ બીહીક ધ્યાનમાં રાખી તેની તરફ મોહોબતથી વર્તવું જોઇયે, એ વખત તેની તરફ શાંતીના તથા બીજા ભલા વિચારો મોકલવા જોઇએ, અથવા બને તો ત્યાં બંદગીના પવિત્ર કલામો શાંત મને પઢવા જોઇએ, કે જેથી તે જગ્યાની વાતાવરણમાં ઘણી શાંતી તથા ચુપકીદી પથરાય અને ગુજરનારને તેની જીંદગીના ઇન્તેખાબ લેવામાં ખલલ પડે નહીં.

૨. કુટુંબના વડાની પવિત્ર ફરજ છે કે તેણે પોતે હિમ્મત ધરી પોતાના ફરજંદો તથા બીજાં ખેશીઓને ધીરજ તથા હિમ્મત આપી સબુરી અખત્યાર કરવા બોધ દેવો, તથા પોતાનાં ગમમાં ગંભીરપણું, મધ્યમપણું, તથા મોટુ મન રાખી તે વખતના ઘડીભરનાં દુઃખનો ફટકો ખમવાને સઘળાંઓને પોતાના દાખલાથી ધડો આપવો.

૩. જ્યાં સુધી ગુજરનાર અવલમંજલ પોહોંચે નહીં ત્યા સુધી **ધર્મમાં ફરમાવેલી** ઘટતી ક્રિયા કરાવવી, તેમજ સગાંવાહાલાં તથા ખેશ કુટુંબીઓ તથા દોસ્ત આસનાંવાએ ગુજરનાર માટે બંદગી કરવી.

૪. ધર્મમાં ફરમાવેલી ચાહારમની બામદાદ સુધીની તમામ ક્રિયાઓ, તેમજ તે પછીના બીજી સઘળી ઘટતી ક્રિયાઓ, લખલુટપણે નહીં, પણ

ઘટતાં ભણતરો સાથે, ઘટતી સફાઇ તથા સુઘડાઇ સાથે, અશોઇના તરીકા પ્રમાણે જરૂર કરાવવી, તથા દરેક ક્રિયા વખતે ખેશીઓએ સામેલ થઇ તે વખતે પોતાના વહાલાં ગુજરનારની પવિત્ર યાદ પોતાના મનમાં કરી તેઓ માટે ઘટતી દુવા ગુજારવી; કારણ કે વાહલાંઓની ખરાં જીગરની બંદગી ગુજરનારને વધુ રાહત આપે છે.

૫. ગુજરનારને માટે **હરગેજ શોક તથા વિલાપ કરવો નહીં,** પણ તેને માટે ભલા વિચારો કરી મદદ પોંહોચાડવી. એટલા માટે જો બને તો દરરોજ પાંચ મીનીટ આપણા વહાલાં ગુજરનારનો એક આકાર મનમાં ઉભો કરી તેને માટે ખરાં જીગરથી તથા પુર. ભક્તિભાવથી જોશભર એવી ભલી દુવા ગુજારવી કે તેનું પવિત્ર રૂહ જ્યાંબી હોય ત્યાં હમેશાં ખુશાલ રહે, તથા તેની આસપાસ સદા શાંતી તથા સુખ પંથરાયલુ રહે, તથા તેનો માર્ગ બેહેસ્તના ઉંચા તબક્કા ભણી આગલ ને આગલ વધતો જાય, તથા તેનું આ દુનિયાં ભણી કાંઇ પણ ખેંચાણ હોય તે તુટી જાય, અને તેની સઘલી ખાકી દુનિયાંની વલાણો ફેરવાઇ જઇ બેહેસ્તનું ઉત્તમ સુખ પામવા તે પોતે મીનોઇ જેહાંનમાં આગલ ને આગલ વધે. એ પ્રમાણે ખરા ભક્તિભાવથી જોશભર લાગણીઓ સાથ જે વિચાર આપણે કરીશું તેનાથી એક ઘણોજ મજબુત વિચાર-આકાર ઉભો થઈ આપણાં વહાલાને તે આકાર એક રાહબર મદદગાર તરીકે થઈ પડશે, અને તેની ભલી તથા શાંત ધ્વનીઓથી તેની આસપાસ ગોયા એક જાતની ખુશાલી પંથરાશે, કે જેથી કરી આપણું વહાલું બેહદ ખુશી થવા ઉપરાંત મીનોઇ દુનિયાંમાંથી વલતો આશીષનો પ્રવાહ આપણી ભણી મોકલાવશે, કે જેની અણદીઠ અસર આપણા મન ઉપર થઈ આપણાં વહલાંને ખોહવાથી જે દુઃખ ઉત્પન્ન થયું છે તેની અસરને તોડી નાખશે, આપણામાં શાંતી તથા ધીરજ આવતી જશે અને આપણે જાણે આપણા વહાલાંને ખોયું નથી પણ તે હાંજ આપણી આગલ હોય, તેમ આપણનેબી સુખ તથા શાંતી મલતી જશે. એ પ્રમાણે વલતી અણદીઠ મદદ આપણને પણ મલતી જશે. તેટલા માટે આપણ જીવતાંઓની ફરજ છે કે આપણાં વહાલાં ગુજર પામેલાંઓને એ પ્રમાણે યાદ કરી તેઓને આપણાથી બને તેટલી મદદ પુગાડી આપણી તેઓ તરફની એક ફરજ અદા કરવાની કીમતી તક હાથ ધરવી. એથી આપણા વહાલાંઓને તેમજ આપણને બંનેને ફાયદો થાય છે અને મોતનો કારી જખમ સેહેજમાં રૂજાય છે.

૬. અગર જો આપણે ખરેખર આપણા વાહાલાંઓને આ દુનિયાંના ખેંચાણથી વેગલાં રાખવા માંગતા હોઇયે તથા તેઓનું ભાન બેહેસ્તના ઉંચા તબક્ક ભણી જઇ તેનુ ઉત્તમ સુખ ચાખે એવી ખાહેશ રાખતાં હોઇયે—અને ખરેખર તો તેમજ થવું જોઇયે—તો માહેતમ તથા જારી કરવાને બદલે ખુશ સ્વભાવથી આપણી દુવા તેમની તરફ મોકલવી. તેઓની નઇયતે આપણે જે ખોરાક અર્પણ કરીયે છીયે તે હમેશાં ઘણો સાદો, સ્વચ્છ તથા સુતરો હોવો જોઇયે, અને તે મધે બને તેમ મલીન માંસ તથા દારૂ વગેરે દરૂજી શક્તિઓને ખેંચનારી અપવિત્ર ચીજો મુકવી નહીં જોઇયે.

૭. આપણાં વહાલાં ગુજરનારનુ કોઇ નજદીકનુ ખેશી યા ફરજંદ આફતમાં યા મુશીબતમાં આવી ગયું હોય તથા લાચારી યા મુફલેસીમાં ગીરફતાર થયું હોય, તો આપણી હંમેશની ફરજ મુજબ, તેમજ આપણા વહાલાં ગુજરનારની ખુશનુદીને માટે, આપણાથી બને તેટલી ઘટતી મદદ કરવા કદી પણ પછાત રહેવુ નહી. પણ દીલોજાનથી એ મુશકેલી ટાલવા માટે, બને તો ઘણો નહી તો થોડો પણ જાતી—ભોગ આપી તેની મુશકેલી ટાલવાની પવિત્ર ફરજ જરૂર બજાવવી જોઇયે. એના બદલામાં જે ભલી દુવાઓ તથા આશીશોના વલતા પ્રવાહો તે લાચાર તરફથી મલશે તેનાથી ઉપજતો આનંદ ખરેજ ઉત્તમ સુખ આપ્યા વીના રહેશે નહી. તેટલા માટે આ પ્રમાણેની મુશકેલીની હાલત જે ઘણાં કુટુંબોમાં મરણથી આવી પડે છે તેનુ નીવારણ કરવા તે કુટુંબના દરેક શક્તિવાળા ભાઇબંધોએ પોતાની પવિત્ર ફરજ અદા કરવા સેહેજ પણ ઢીલ કરવી નહી જોઇયે, પણ તેને બને તેમ જલદીથી અમલમાં મેલી સઘલે સુખ તથા શાંતી પાથરવી જોઇએ. તેમ કરતાં તે પોતાનાં પવિત્ર ધર્મમાં કહેલાં ઉત્તમમાં ઉત્તમ શીક્ષણ **ઉશ્તા અહ્માઇ અહ્માઇ ઉશ્તા કહ્માઇ ચીદ,** યાને સુખ તેને જેનાથી સુખ કોઇને બી, એ પ્રમાણે ચાલેલો કહેવાશે—અને ત્યારેજ તેને ખરૂં સુખ પ્રાપ્ત થશે તથા ખરો આનંદ ચાખવાને નસીબવંત થશે.

આ પ્રમાણેની થોડીક અદના સુચનાઓ દરેક વાંચનાર માટે હ્યાં રજુ કરી જે ખાસ નેમ ધારી છે તે એજ કે મોત વિષે થોડું ઘણુંબી ખરૂં જ્ઞાન આપણા ભાઇબંધોમાં ફેલાય કે જેથી કરી ઘણીક ગેરસમજુતીઓ દુર થઈ ખરે માર્ગે ચાલવાને દરેકને બની આવે, તથા તેની આફત તથા મુશકેલીમા આ અદના લખાણથી કાંઇક ધીરજ તથા શાંતી મલે.